શ્રીકૃષ્ણાય નમઃ

# सर्वोत्तम स्तोत्र.

## નો પાઠ અને ધોળ

તથા

## શ્રી અષ્ટાક્ષર મંત્ર

## ના હરેક અક્ષરનો ભાવાર્થ.

---

બ્નુવોની કૃપાથી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શે૦ જમનાદાસ હીરાચંદ. ધુવાડ

મુ૦ મોડાસા. (જી. અમદાવાદ.)

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦.

સંવત ૧૯૬૬ કા. શુ. ૧. સન ૧૯૦૯.

શ્રી 'સત્યવિજય' પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

અમૂલ્ય.

# શ્રીસર્વોત્તમ સ્તોત્ર પ્રારંભ.

## મંગળાચરણ.

શ્રીકૃષ્ણઃ શરણંમમઃ

શ્રીકૃષ્ણાય નમઃ શ્રીગોપીજન વલ્લભાય નમઃ

चिंता संतान हंतारो यत्पादांबु जरेणवः ॥
स्वीयानां तान्निजा चार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥१॥

ચિંતા સંતાન હંતારો યત્પા દાંબુ જરેણવઃ
સ્વીયાનાંતા ન્નિજાચાર્યા ન પ્રણમામી મુહુ ર્મૂહુઃ

**અર્થ**—જેમના ચરણ કમળની રેણુઓ ભકતોની ચિંતા અને તેના સંતાનની નાશ કરનારી છે તે એવા શ્રીમદ્ આચાર્ય ( શ્રીવલ્લભાચાર્યજી ) ને હું વારંવાર પ્રણામ કરૂં છું.

यदनु ग्रहतो जंतुः सर्व दुःखातिगो भवेत ॥
तमहं सर्वदा वंदे श्रीमद्व वल्लभ नंदननम.

**યદનુ ગ્રહતો જંતુઃ સર્વ દુઃખાતિગો ભવેત ।।**
**તમહં સર્વદા વંદે શ્રીમદ્ વલ્લભનંદનમ ।। ૨ ।।**

**અર્થ**—જેમના અનુગ્રહ માત્રથીજ જીવ સર્વ પ્રકારના દુઃખોમાંથી મુક્ત થઈ જાય છે એવા શ્રીમદ્ વલ્લભાચાર્યજીના લાલજી ( શ્રીગુસાંઈજી શ્રીવિઠ્ઠલનાથજી ) ને હું સર્વદા વંદન કરૂં છું.

૨૮૦૭

---

# श्रीसर्वोत्तम स्तोत्र.



श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।
निगम प्रतिपाद्यं यत्तच्छुद्धंसाकृतिस्तौमि ॥ १ ॥

પ્રાકૃતધર્માનાશ્રયમ પ્રાકૃતનિખિલધર્મરુપમિતિ
નિગમ પ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિસ્તૌમિ ૧

**અર્થ**:—શ્રીવિઠ્ઠલનાથજી કહે છે કે જે પ્રાકૃત ધર્મના આશ્રયથી રહિત અને સમગ્ર અલૌકીક ધર્મ રૂપ છે. એ રીતે વેદમાં પ્રતીપાદન કરેલું, અને સાકાર અને શુદ્ધ સ્વરૂપ છે તેની સ્તુતિ કરૂં છું. ૧

कालिकालतमश्छन्न दृष्टित्वाद्विदुषामपि ॥
संप्रत्यविषयस्तस्य माहात्म्यंसमभूद्भुवि ॥ २ ॥

કલિકાલતમશ્છન્ન દૃષ્ટિત્વાદ્વિદુષામપિ ॥
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ભુવિ ॥૨॥

અર્થઃ—જ્ઞાતા પુરૂષોની પણ જ્ઞાન દષ્ટિ કલિકાલરૂપ અંધકારથી આચ્છાદિત છે. માટે તે સ્વરૂપનું મહાત્મ્ય હાલ પૃથ્વીમાં અપરિચિત થયું છે. ૨

दययानिजमाहात्म्यं कारिष्यन्प्रकटंहरिः ॥
वाण्यायदातदास्वास्यं प्रादुर्भुतंचकाराहि ॥ २ ॥

દયાનિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટંહરિઃ ॥
વાણ્યાયદાતદાસ્વાસ્યં પ્રાદુર્ભૂતચકારહિ ॥ ૩ ॥

અર્થઃ—જ્યારે દયાવડે શ્રીહરિને પોતાના વચનદ્વારા પોતાનું માહાત્મ્ય પ્રકટ કરવાની ઇચ્છા થઈ ત્યારે પોતાનું મુખારવિંદ પ્રાદુર્ભાવ કર્યું. ૩

तदूक्तमपिदुर्बोध सुबोधंस्याद्यथातथा ॥
तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्याखिलाघहृत् ॥ ४ ॥

તદુક્તમપિદુર્બોધં સુબોધંસ્યાદ્યથાતથા ॥
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘકૃત્॥ ૪ ॥

**અર્થ**:—પણ તેનું કહેલું દુર્બોધ છે માટે જેવી રીતે સુબોધ થાય તેવી રીતે સમગ્ર પાપને હણનાર તે શ્રીમાહાપ્રભુજીના એકસો આઠ નામ કહું છું. ૪

ऋषिराग्निकुमारस्तु नाम्नांछंदोजगत्यसौ ॥
श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकःप्रभुः ।५।

ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાંછંદોજગત્યસૌ ॥
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારૂણિકઃ પ્રભુઃ॥૫॥

**અર્થ**:—આસ્તોત્રના ઋષિ અગ્નિકુમાર છે અને જગતી છંદ છે. તથા શ્રીકૃષ્ણાસ્ય દેવતા છે અને કારૂણીક પ્રભુ એ બીજ છે. ૫

विनियोगो भक्तियोगः प्रतिबंध विनाशने ॥
कृष्णाधरामृतास्त्राद सिद्धिरत्र न संसयः ॥ ६ ॥

વિનિયોગો ભક્તિયોગઃ પ્રતિબંધવિનાશને ॥
કૃષ્ણાધરામૃતાસ્વાદ સિદ્ધિરત્ર ન સંસયઃ ॥ ૬ ॥

**અર્થ**:—અને આ સર્વોત્તમ સ્તોત્રમાં પ્રતિબંધ નાશ કરવા સારૂ વિનિયોગ કહેતાં પ્રયોજન ભક્તિયોગ

છે. અને કૃષ્ણના અધરામૃત સ્વાદની અહીં સિદ્ધિ છે એમાં કાંઇ સંશય નથી. ૬

१ २ ३ ४

आनंदः परमानंदः श्रीकृष्णास्यं कृपानिधिः ॥

५ ६

दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥ ७ ॥

*૧ ૨ ૩ ૪

આનંદઃ પરમાનંદઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ ॥

૫ ૬

દૈવોધ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિનાશનઃ ॥૭॥

**અર્થઃ**—આનંદરૂપ અને પરમાનંદરૂપ શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અને કૃપાનાભંડારરૂપ અને દૈવી જીવોના ઉદ્ધાર કરવાસારૂ પોતાના મનમાં યત્ન કરનારા અને સ્મરણ માત્રથી પીડાને નાશ કરનારા એવા શ્રી મહાપ્રભુજી છે. ૭

७

श्रीभागवतगूढार्थ प्रकाशनपरायणः ॥

८ ९

साकारब्रह्मवादैक स्थापको वेदपारगः ॥ ८ ॥

---

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા છે તે જગાએ આચાર્ય શ્રીમહાપ્રભુજીના નામ સમજવાં

[૭]શ્રીભાગવતગૂઢાર્થ પ્રકાશનપરાયણઃ ॥

[૮]સાકારબ્રહ્મવાદૈક સ્થાપકો [૯]વેદપારગઃ ॥ ૮ ॥

**અર્થઃ**—શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ કરવામાં તત્પર એવા અને સાકાર બ્રહ્મવાદના સ્થાપન કરનારા અને વેદને પામેલા એવા શ્રીઆચાર્ય મહાપ્રભુજી. ૮

[१०]मायावाद निराकर्त्ता [११]सर्ववादि निरासकृत् ॥

[१२]भक्तिमार्गाब्जमार्त्तण्डः [१३]स्त्रीशुद्रा द्धृतिक्षमः ॥ ९ ॥

[૧૦]માયાવાદ નિરાકર્તા [૧૧]સર્વવાદિનિરાસકૃત્ ॥

[૧૨]ભક્તિમાર્ગાબ્જમાર્ત્તંડઃ [૧૩]સ્ત્રીશૂદ્રાંદ્યુદ્ધતિક્ષમઃ ૯

**અર્થઃ**—માયાવાદનો નિરાસ કરનાર અને સર્વે માયા વાદીઓને નિરાસ કરનાર અને ભક્તિ માર્ગરૂપ કમલમાં સૂર્યરૂપ અને સ્ત્રીઓ તથા શૂદ્રાદિના ઉદ્ધાર કરવામાં સમર્થ એવા શ્રીમહાપ્રભુજી. ૯

[१४] अंगीकृत्यैव गोपीश वल्लभीकृतमानवः ॥

[१५] अंगीकृतौ समर्यादो [१६] महाकारुणिको [१७] विभुः ॥ १० ॥

[૧૪] અંગીકૃત્યૈવ ગોપીશ વલ્લભીકૃતમાનવઃ ॥

[૧૫] અંગીકૃતા સમર્યાદો [૧૫] મહાકારૂણિકો [૧૭] વિભુઃ ॥૧૦॥

**અર્થ**ઃ—અંગીકાર કરવાને વિષે મર્યાદાવાળા અને મહાદયાળુ, અને પોતે અંગીકાર કરીને ગોપી પતિ શ્રીકૃષ્ણભગવાનમાં મનુષ્યોને વાત્સલ્ય કરાવનાર એવા અને સર્વ સમર્થ શ્રી મહાપ્રભુજી. ૧૦

[१८] अदेयदानदक्षश्च [१९] महोदारचरित्रवान् ॥

[२०] प्राकृतानुकृतिव्याज मोहितासुरमानुषः ॥ ११ ॥

[૧૮] અદેયદાનદક્ષશ્ચ [૧૯] મહોદારચરિત્રવાન્ ॥

[૨૦] પ્રાકૃતાનુકૃતિવ્યાજ મોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥

**અર્થ**ઃ—ન આપી શકાય એવાં દાન દેવા સમર્થ

એવા, અને ઉદાર ચરિત્રવાળા અને પ્રાકૃત જનને અ-નુસરવાના ભાવેથી આસુરી જનોને મોહિત કરનાર. ૧૧

२१ २२ २३ २४
वैश्वानरो वल्लभाख्यः सद्रूपोहितकृत्सताम् ॥
२५ २६
जनशिक्षाकृतेकृष्ण भक्तिकृन्निखिलेष्टदः ॥१२ ॥

૨૧ ૨૨ ૨૩ ૨૪
વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપોહિતકૃત્સતામ્ ॥
૨૫ ૨૬
જનશિક્ષાકૃતેકૃષ્ણ ભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥૧૨॥

**અર્થ**:—અગ્નિથી ઉત્પન્ન થએલા વલ્લભનામવાંળા, સારા રૂપવાળા સત્પુરૂષોના હિતકારી, મનુષ્યોને શીખ-વવા સારૂ શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા સમગ્ર ઇચ્છીત વસ્તુને આપનાર એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુ છે. ૧૨

२७ २८ २९
सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ॥
३० ३१
स्वानंदतुंदिलः पद्मदलायतविलोचनः ॥ १३ ॥

૨૭ ૨૮ ૨૯
સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ ॥
૩૦ ૩૧
સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥ ૧૩ ॥

**અર્થઃ**—સર્વ લક્ષણથી યુક્ત, શ્રીકૃષ્ણના જ્ઞાનને દેનાર, અને ગુરૂ અને પોતાના સ્વરૂપે કરીને આનંદવાળા, પદ્મના દલ સરખા વિશાળ નેત્રવાળા એવા શ્રીમહાપ્રભુજી. ૧૩

३२ ३३
कृपादृगवृष्टिसंहृष्ट दासदासी प्रियःपतिः ॥
३४ ३५
रोषदृक्पातसंप्लुष्ट भक्ताद्विद्भक्तसेवितः ॥ १४ ॥

૩૨ ૩૩
કૃપાદૃગવૃષ્ટિસંહૃષ્ટ દાસદાસી પ્રિયઃપતિઃ ॥
૩૪ ૩૫
રોષદૃકપાતસંપ્લુષ્ટ ભકતદ્વિદ્ ભકતસેવિતઃ ૧૪

**અર્થઃ**—કૃપાયુક્તદૃષ્ટિરૂપ વૃષ્ટિવડે ખુશી થયેલા દાસદાસીજનોને પ્રિય, અને રોષવાળી વૃષ્ટિવડે ભકતોના દ્વેષીયોને બાળી નાંખનાર, ભકતોએ સેવેલા એવા શ્રી મહાપ્રભુજી. ૧૪

૩૬ ૩૭ ૩૮
सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ॥
૩૯ ૪૦
उग्रप्रतापो वाक्सीधु पूरिताशेषसेवकः ॥ १५ ॥

૩૬ ૩૭ ૩૮
સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ ॥
૩૯ ૪૦
ઉગ્રપ્રતાપો વાક્સીધુ પૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥

**અર્થ**:—સુખે કરીને સેવવા યોગ્ય, દુઃખે કરીને આરાધના કરવા યોગ્ય, જેમના ચર્ણરૂપી કમલ દુર્લભ છે, ઉગ્ર પ્રતાપવાળા, વાણીરૂપ અમૃતવડે સમગ્ર સેવકોને પૂર્ણ કરનાર. ૧૫

૪૧
श्री भागवतपीयूष समुद्रमथनक्षमः ॥
૪૨
तत्सारभूतरासस्त्री भावपूरितविग्रहः ॥ १६ ॥

૪૧
શ્રીભાગવતપીયૂષ સમુદ્રમથનક્ષમઃ ॥
૪૨
તત્સારભૂતંરાસસ્ત્રી ભાવપૂરિતવિગ્રહઃ ॥ ૧૬ ॥

**અર્થ**:—શ્રીભાગવતરૂપ અમૃતનો સમુદ્ર તેની કથા

કરવામાં સમર્થ અને તે ભાગવતને વિષે સારભૂત એવી રાસક્રીડા સ્ત્રીભાવે કરી પરિપૂર્ણ દેહવાળી. ૧૬

४३ ४४
सान्निध्यमात्रदत्त श्रीकृष्णप्रेमाविमुक्तिदः ॥
४५ ४६
रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥

૪૩ ૪૪
સાન્નિધ્યમાત્રદત્ત શ્રીકૃષ્ણપ્રેમાવિમુક્તિદઃ ॥
૪૫ ૪૬
રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥

**અર્થ**:—પોતાની સન્નિધિ માત્રમાં શ્રીકૃષ્ણને વિષે પ્રેમનું દાન કરનાર એવા અને મુક્તિને દેનારા રાસ-લીલામાં એક તાત્પર્યવાળા અને કૃપાએ કરીને આ શ્રીકૃષ્ણની કથાને દેનારા. ૧૭

४७
विरहानुभवैकार्थ सर्वत्यागोपदेशकः ॥
४८ ४९
भक्त्याचारोपदेष्टाच कर्ममार्गप्रवर्त्तकः ॥ १८ ॥

૪૭
વિરહાનુભવૈકાર્થ સર્વત્યાગોપદેશકઃ ॥

૪૮ ૪૯

**ભક્ત્યાચારોપદેષ્ટાચ કર્મમાર્ગપ્રવર્ત્તકઃ ॥ ૧૮ ॥**

**અર્થઃ**—કેવળ વિરહના અનુભવ સારૂ સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા ભક્તિ વાસ્તે આચારનો ઉપદેશ કરનારા, અને કર્મમાર્ગને પ્રવર્તાવનારા એવા શ્રી આચાર્યજી. ૧૮

૫૦

**यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ॥**

૫૧ ૫૨ ૫૩ ૫૪

**पूर्णानंदः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥ १९ ॥**

૫૦

**યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ॥**

૫૧ ૫૨ ૫૩ ૫૪

**પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥**

**અર્થઃ**—યાગાદિ કર્મમાં ભક્તિ માર્ગનુંજ એક સાધનપણું છે એવો ઉપદેશ કરનાર પૂર્ણ આનંદવાળા, પૂર્ણ કામવાળાં, વાણીના અધિપતિ, વિબુધના ઈશ્વર એવા શ્રીઆચાર્યજી. ૧૯

૫૫ ૫૬

**कृष्णनामसहस्रस्यवक्ताभक्तपरायणः ॥**

५७
भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः ॥ २०॥

५५ ५६
કૃષ્ણનામસહસ્રસ્યવકતાભકતપરાયણઃ ॥

५७
ભકત્યાચારોપદેશાર્થનાનાવાકયનિરુપકઃ ॥ ૨૦ ॥

**અર્થ**:—શ્રીકૃષ્ણના હજાર નામને કહેનારા અને ભકતોને શરણરૂપ અને ભક્તિ તથા આચારના ઉપદેશ સારૂ નાના પ્રકારના વાકયને નિરૂપણ કરનારા એવા. ૨૦

૫૮ ૫૯
स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः

६० ६१
स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥ २१ ॥

૫૮ ૫૯
સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદશવેષ્ટિતઃ ॥

૬૦ ૬૧
સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સવશકિતધૃક્ ॥ ૨૧ ॥

**અર્થ**—શ્રીઆચાર્યજી અર્થે અખિલ પ્રાણને અર્પણ કરનાર પુરૂષોને પ્રિય એવા અને તેવા તાદશી પુરૂષોએ વીંટાએલા અને પોતાના દાસને સારૂ સમગ્ર

સાધન કરનાર અને સર્વ શક્તિને ધારણ કરનાર એવા શ્રી આચાર્યજી. ૨૧

६२ ६३
भुविभक्तिप्रचारैककृते स्वान्वयकृत्पिता ॥
६४ ६५
स्ववंशेस्थापिताऽशेषस्वमाहात्म्यः स्मयापहः ।२२।

૬૨ ૬૩
ભુવિભકિતપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા ॥
૬૪ ૬૫
સ્વવંશેસ્થાપિતાઽશેષસ્વમાહાત્મ્યઃસ્મયાપહઃ૨૨

**અર્થઃ**—પૃથ્વીમાં કેવળ ભક્તિનો પ્રચાર કરવા સારૂ પોતાનો વંશ કરનાર અને પિતારૂપ અને પોતાના વંશને વિષે પોતાના સમગ્ર મહાત્મ્યનું સ્થાપન કરનાર અને ગર્વનો નાશ કરનાર એવા શ્રીમહાપ્રભુજી. ૨૨

६६ ६७
पतिव्रतापतिःपारलौकिकैहिकदानकृत् ॥
६८ ६९
निगूढहृदयोऽनन्यभक्तेषुज्ञापिताशयः ॥ २३ ॥

૬૬
પતિવ્રતાપતિઃ પારલૌકિકૈહિક દાનકૃત્ ॥

[૧૮] નિગૂઢહૃદયો[૧૯]ઽનન્યભક્તેષુજ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥

**અર્થઃ**—પતિવ્રતાઓના પતિ અને પરલોક તથા આ લોક સંબંધી દાન કરનાર અને ગૂઢ હ્રદયવાળા અનન્ય ભક્તોમાં પોતાનું અંતઃકરણ જણાવનાર. ૨૩

[૭૦] उपासनादि मार्गातिमुग्धमोह निवारकः ॥

[૭૧] भक्तिमार्गे सर्वमार्गवलक्षण्यानुभुतिकृत् ॥ २४ ॥

[૭૦] ઉપાસનાદિ માર્ગાતિમુગ્ધમોહ નિવારકઃ ॥

[૭૧] ભક્તિમાર્ગે સર્વ માર્ગ વૈલક્ષણ્યાનુભુતિકૃત્ ૨૪

**અર્થઃ**—ઉંપવાસનાદિ માર્ગોમાં અતિ મુગ્ધ પુરુષોના મોહને મટાડનાર ભક્તિ માર્ગને વિષે સર્વ માર્ગથી વિલક્ષણ રીતે અનુભવ કરનાર એવા. ૨૪

[૭૨] प्रथक्शरणमार्गोपदेष्टा श्री [૭૩] कृष्णहार्दवित् ॥

[૭૪] प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥ २५ ॥

૭૨ ૭૩
પ્રથક્‌શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ ॥
૭૪
પ્રતિક્ષણ નિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥

**અર્થ**:—જુદી રીતે શરણ માર્ગનો ઉપદેશ કરનાર. શ્રીકૃષ્ણના હાર્દને જાણનાર, ક્ષણે ક્ષણે નિકુંજમાં થએલી લીલાના રસે કરીને પરિપૂર્ણ એવા ૨૫

૭૫ ૭૬ ૭૭
तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ॥
૭૮ ૭૯ ૮૦
प्रियव्रज स्थितिः पुष्टिलीलाकर्त्तारहः प्रियः ।२६।

૭૫ ૭૬ ૭૭
તત્કથાક્ષિપ્તચિત્તસ્ત દ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ ॥
૭૮ ૭૯ ૮૦
પ્રિયવ્રજ સ્થિતિઃ પુષ્ટિલીલાકર્તારહઃપ્રિયઃ ૨૬

**અર્થ**:— તે નિકુંજવનમાં શ્રીકૃષ્ણચંદ્ર સંબંધી રાસલીલા કથાં વડે ચિત્તને ખેંચનાર અને તે કથા કરવા સારૂ અન્ય કથા વિરોધી કાર્યને વિસ્મરણ કરાવનાર અને વ્રજમાં પ્રીતિવાળા અને પ્રિય વ્રજમાં સ્થિ-

તિવાળા અને પુષ્ટિ સંબંધી રાસલીલા કરનાર અને એકાંતિક ભક્તમાં પ્રીતિવાળા શ્રીઆચાર્યજી. ૨૬

८१ ८२ ८३
भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ॥
८४ ८५ ८६
सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥२७॥

૮૧ ૮૨ ૮૩
ભકતેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોઽતિમોહનઃ ॥
૮૪ ૮૫ ૮૬
સર્વાસકતો ભકતમાત્રાસકતઃ પતિતપાવનઃ ૨૭

**અર્થ**:—ભક્તની ઇચ્છાને પૂર્ણ કરનારા બીજા સર્વે પુરૂષોને અજ્ઞાત છે લીલા જેની એવા અને અત્યંત મોહ કરનાર, સર્વને વિષે આસક્તિ રહિત, અને કેવળ ભક્તને વિષે આસક્ત, અને પતિત પુરૂષોને પવિત્ર કરનારા, એવા શ્રીઆચાર્યજી. ૨૭

८७
स्वयशोगानसंहृष्ट हृदयांभोजविष्टरः ॥
८८ ८९
यशःपीयूषलहरीप्लावितान्यरसः परः ॥ २८ ॥

૮૭
સ્વયશોગાનસંહૃષ્ટ હૃદયાંભોજવિષ્ટરઃ
૮૮ ૮૯
યશઃપીયૂષલહરી પ્લાવિતાન્યરસઃ પરઃ ૨૮

**અર્થઃ**—પોતાનો જશ ગાવાથી પ્રસન્ન થયેલા ભક્તના હૃદયરૂપ કમલમાં આસન કરનાર, યશરૂપ અમૃતની લહેરથી ભીંજાવેલ છે અન્ય રસ જેણે એવા, અને શ્રેષ્ઠ એવા શ્રીમહાપ્રભુજી. ૨૮

९०
लीलामृतरसार्द्रार्द्री कृताखिलशरीरभृत् ॥
९१ ९२
गोवर्द्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥ २९ ॥

૯૦
લીલામૃતરસાર્દ્રાર્દ્રી કૃતાખિલશરીરભૃત્ ॥
૯૧ ૯૨
ગોવર્દ્ધન સ્થિત્યુત્સાહસ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ૨૯

**અર્થઃ**—લીલારૂપ અમૃત સંબંધી રસાર્દ્ર ભાવવડે સકળ શરીરધારીને રસવાળા કરનાર, અને શ્રીગોવર્ધન ગિરિરાજની સ્થિતિમાં ઉત્સાહવાળા અને તે ભગવદ્ લીલામાં પ્રેમરસ વડે પરિપૂર્ણ એવા, શ્રીમહાપ્રભુજી. ૨૯

९३ ९४ ९५
यज्ञभोक्ता यज्ञकर्त्ता चतुर्वर्ग विशारदः

९६ ९७ ९८
सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥ ३० ॥

૯૩ ૯૪ ૯૫
યજ્ઞભોકતા યજ્ઞકર્ત્તા ચતુર્વર્ગ વિશારદઃ ॥

૯૬ ૯૭ ૯૮
સત્યપ્રતિજ્ઞ સ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ॥ ૩૦ ॥

**અર્થઃ** યજ્ઞ ભોક્તા અને યજ્ઞ કર્તા, તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષને દેવામાં ડહાપણવાળા. સાચી પ્રતિજ્ઞાવાળા, ત્રણ ગુણથી રહિત અને નીતિમાં ચતુર એવા શ્રીઆચાર્યજી. ૩૦

९९ १००
स्वकीर्तिवर्द्धनस्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ॥

१०१ १०२
मायावादाख्यतूलाग्नि र्ब्रह्मवाद निरूपकः ॥ ३१ ॥

૯૯ ૧૦૦
સ્વકીર્તિવર્દ્ધનસ્તત્ત્વસૂત્રભાષ્ય પ્રદર્શકઃ ॥

૧૦૧ ૧૦૨
માયાવાદાખ્યતૂલાગ્નિ ર્બ્રહ્મવાદ નિરૂપકઃ ૩૧

**અર્થ**: પોતાની કીર્તિને વધારનાર અને સાંખ્ય, તત્વ, અને વ્યાસ સૂત્રના ભાષ્યને કરનાર અને માયાવાદરૂપ કપાસમાં અગ્નિ સરખા અને બ્રહ્મવાદને નિરૂપણ કરનારા એવા શ્રીઆચાર્યજી. ૩૧.

१०३ १०४
अप्राकृताऽखिलाकल्पभूषितः सहज स्मितः ॥
१०५ १०६ १०७
त्रिलोकी भषणं भूमिभाग्यं सहजसुंदरः ॥ ३२ ॥

૧૦૩ ૧૦૪
અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ સહજ સ્મિતઃ ॥
૧૦૫ ૧૦૬ ૧૦૭
ત્રિલોકી ભૂષણં ભૂમિભાગ્યં સહજસુંદરઃ ૩૨

**અર્થ**: અલૌકિક સર્વ શૃંગારવડે સુશોભિત અને સહજ હાસ્યવાળા ત્રણ લોકમાં ભૂષણ સરખા અને પૃથ્વીના ભાગ્યરૂપ. અને સહજ સુંદર એવા શ્રીમહાપ્રભુજી. ૩૨.

१०८
अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ॥
इत्यानंदनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरंशतं ॥ ३३ ॥

૧૦૮
અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ॥
ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ઠોત્તરંશતં ૩૩

**અર્થઃ**—જેના ચરણકમળના રજરૂપી ધન અશેષ ભક્તજનોએ સંપ્રાર્થનીય છે ( એટલે સારી રીતે ઇચ્છા કરવા યોગ્ય છે) એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે એ પ્રમાણે આનંદના સમુદ્રરૂપ શ્રીમહાપ્રભુજીનાં એકસો અને આઠ નામ કહ્યાં. ૩૩

श्रद्धा विशुद्ध बुद्धिर्यपठत्यनुदिनं जनः ॥
सतदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्य संशयम् ।३४।
શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યપઠત્યનુદિનં જનઃ ॥
સતદેકમનાઃસિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્ય સંશયમ્ ૩૪

**અર્થઃ**—શ્રદ્ધાવડે વિશુદ્ધ બુદ્ધિવાળો જે મનુષ્ય હમેશાં તેને વિષે નિશ્ચય મનવાળો થઇને આ સ્તોત્રનો પાઠ કરે, તો તે પુરૂષ કહેલી મહા સિદ્ધિને પ્રાપ્ત થાય એમાં કાંઇ સંશય નથી. ૩૪

तदप्राप्तौवृथामोक्ष स्तदाप्तौनद्‌गतार्थता ॥

अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः ३५

તદપ્રાપ્તૌવૃથામોક્ષ સ્તદ્દાપ્તૌતદ્ગતાર્થતા ॥

અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણુરસાર્થિભિઃ૩૫

**અર્થ**:—તે શ્રીઆચાર્યજીની પ્રાપ્તિ વિના મોક્ષ પણ વૃથા છે અને તે સ્વમાર્ગ સંબંધી ફળની પ્રાપ્તિ થાય તો સાયુજ્યાદિક મોક્ષનું પણ નિરર્થકપણું છે એ વાસ્તે આ સર્વોત્તમસ્તોત્રથી શ્રીકૃષ્ણચંદ્રરૂપ રસની ઈચ્છાવાળા પુરૂષોએ જપ કરવા યોગ્ય છે. ૩૫

॥ इति श्रीमदाग्निकुमार प्रोक्तं ॥

## ॥ सर्वोत्तम स्तोत्रं समाप्तं. ॥

ઇતિશ્રીમદ્ અગ્નિ કુમાર પ્રોક્તં સર્વોત્તમસ્તોત્ર સંપૂર્ણ.

# અથ શ્રી સર્વોત્તમજીનું

## ધોળ.

ભલે પ્રગટ્યા શ્રી વલ્લભદેવ,
પુરૂષોત્તમ ભૂતલ ફરીજી,
નહી પ્રાકૃત ધર્મનો લેશ,
અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧

કરે નિગમ નિરૂપણ એમ,
તે સાકારની સ્તુતિ કરીજી,
મહાકળિ કાળાદિક દોષ,
પંડિતદૃષ્ટિતિમિર ભરીજી. ૨

મહિમા નવ જાણે જેહ,
તે કહીએ ખરા સુરહરિજી,
વહાલે દયા કરી મુખરૂપ;
નિજલીલા પ્રગટ કરીજી. ૩

જેની વાણી અતિ દુર્બોધ,

થાયે સુબોધ જેને કરીજી,
તેના અષ્ટોટર શતનામ,
તે કહીએ મહાઅઘહરીજી. ૪
જેના ઋષિવર અગ્નિકુમાર.
જગતી છંદ નામે ધરીજી;
શ્રીકૃષ્ણ કમળ સુખદેવ,
બીજ દષ્ટિ કરૂણા ભરીજી. ૫
જેની ભકિતમાં અંતરાય,
તે નાશને પ્રયોજન સહીજી,
આપે અધરામૃતની સિદ્ધિ,
તે માટે નિશ્ચે કરીજી. ૬

## ઢાળ.

વહાલો *આનંદ[૧] પરમાનંદ[૨] કહેવાય,

* જે. શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મુકવામાં આવ્યા છે તે જગાએ આચાર્ય શ્રીમહાપ્રભુજીના નામો સમજવાં.

શ્રીકૃષ્ણ[૩] કમળ મુખ કૃપાનિધિ[૪] થાય. ૭
વહાલો દૈવી[૫] ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય,
જેના સ્મરણ[૬] માત્રથી આર્તિ જાય. ૮
શ્રીભાગવત[૭] ગૂઢાર્થ પ્રગટાય,
સાકાર બ્રહ્મનો[૮] વાદ સ્થપાય. ૯

વેદ[૯] પારંગ ચૌદ ભુવન કહેવાય,
માયાવાદ[૧૦] નિરાકૃત સહુ મીલિ ગાય. ૧૦
સર્વ વાદિ[૧૧] નિરાસ કીધા તે લખાય,
ભક્તિમાર્ગ[૧૨] સરસ કમળ વિકસાય. ૧૧
સ્ત્રી[૧૩] શૂદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ,
જેના સાધન બળથી ન થાય અર્થ. ૧૨

અંગીકાર[૧૪] માત્રથી સર્વ સ્વકીય,

કીધા શ્રીગોપીજન પતિને પ્રિય. ૧૩

અંગીકાર[૧૫] કરે મર્યાદાનું સાર,
મહાકરૂણાવંત[૧૬] સમર્થ[૧૭] અપાર. ૧૪

વહાલો અદેયદાન[૧૮] દેવાને ચતુર,
મહાઉદાર[૧૯] ચરિત્ર કરે બહુ પૂર. ૧૫

લીલા દેખાડી પ્રાકૃતની[૨૦] જેહ,
તે મિષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬

વૈશ્વાનર[૨૧]* શ્રીવલ્લભ[૨૨] છે નામ,
વહાલો[૨૩] સુંદરરૂપ સ્વજન[૨૪] હિતકામ. ૧૭

કૃષ્ણ[૨૫] ભકિત કરે જન શિક્ષાકાજ.
આપે અખિલ[૨૬] ઇષ્ટ શ્રીવલ્લભરાજ. ૧૮

---

* અગ્નિ.

સર્વ લક્ષણુથી[૨૭] સંપન્ન વિવેક,
શ્રીકૃષ્ણુ[૨૮] જ્ઞાન દાતા[૨૯] ગુરૂ એક. ૧૯
પોતાના આનંદ[૩૦] થકી બહુ પુષ્ટ,
એના કમળ[૩૧] પત્રસે નેત્ર સંતુષ્ટ. ૨૦
કૃપા દ્રષ્ટિની[૩૨] વૃષ્ટિથી હરખ્યાં મન,
તે દાસ દાસી પ્રિય[૩૩] પતિ ને અનન્ય. ૨૧
શેષ[૩૪] દ્રષ્ટિ કરે ભકિત શત્રુ *પ્રજાળ,
ભકત[૩૫] સેવંતા સુખ સેવા રસાળ. ૨૨
જીરે ભકિત[૩૬] વિના નહી સેવા સાધ્ય,
તે કારણુથી કહીએ + દુરારાધ્ય[૩૭], ૨૩

---

* નાશ. + કઠીન.

જેના ચરણ[૩૮] સરોજ દુર્લભ દરસાય,
તેના ઉગ્ર[૩૯] પ્રતાપ ત્રૈલોક કહેવાય. ૨૪
વચનામૃત[૪૦] કરી પૂર્યા સેવકના અર્થ,
શ્રીભાગવત[૪૧] અમૃત મથન સમર્થ. ૨૫
તેનો સાર[૪૨] કહીયે વ્રજ સુંદરીનો ભાવ,
તે પરિપૂર્ણ છે દેહ ભરાવ. ૨૬
સાન્નિધ્ય[૪૩] માત્ર કરે કૃષ્ણ પ્રેમ,
ભક્તિ મુક્તિ[૪૪] દેવાનું એહુને નેમ, ૨૭
એક રાસલીલામાં[૪૫] તેમનું તાન,
પ્રભુ[૪૬] કૃપા કરીને કરે કથાનું દાન. ૨૮
વહાલા[૪૭] વિરહના અનુભવને હેતે કાજ,
સર્વત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ. ૨૯

ઉપદેશ કર્યો ભકિતમાર્ગ[૪૮] આચાર,
લોક માંહે કર્યો કર્મ માર્ગ[૪૯] પ્રચાર. ૩૦

વેદ શાસ્ત્ર કહ્યા યજ્ઞાદિક[૫૦] દાન,
તેનું ફળ મર્યાદા ભકિત નિદાન. ૩૧

પ્રભુ પૂર્ણાનંદ[૫૧] છે પૂરણકામ[૫૨],
સરસ્વતિના[૫૩] પતિદેવઇશ* અભિરામ[૫૪].×૩૨

વહાલે સહસ્ત્ર[૫૫] કહ્યાં પુરૂષોત્તમ નામ;
નિજ જનને[૫૬] આશ્રયનું છે ધામ. ૩૩

ભકિત માર્ગની રીતે કરવા[૫૭] ઉપદેશ,
બહુ ગ્રંથ કરીનેટાળ્યો સંશયનો લેશ. ૩૪

જેને પામવાને છોડયા પ્રાણથી[૫૮] પ્રિયે,
એવા ભકત સમાજ બિરાજે[૫૯] શ્રીએ. ૩૫

૬૦
આપ સાધન કરે નિજ દાસને કાજ,
૬૧
એવા સમર્થ શ્રીવલ્લભ મહારાજ. ૩૬
૬૨
કરવા ભકિત પ્રચાર ભુતલ માંહી,
૬૩
વંશ કીધા પિતા થઇને ગ્રહી બાંહી. ૩૭
૬૪
સર્વે સામર્થ ધર્યું પોતાને વંશ,
૬૫
ગર્વ દૂર કરી ટાળ્યો સંશયનો અંશ ૩૮
૬૬
પ્રભુ પતિવ્રતાના પતિ સાક્ષાત.
૬૭
કરે યહલોક પરલોક દાન વિખ્યાત. ૩૯
૬૮
જેના અંતઃકરણ છે ગૂઢ અપાર,
૬૯
અંગીકૃત્યને૦યેમનાનો જણાવિચાર ૪૦

---

*પ્રભુ. +સુંદર.

ઉપાસનાદિક[70] માર્ગ જે અન્ય;
તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય. ૪૧

કર્યો નિશ્ચે જે ભક્તિ[71] સર્વથી વિશેષ,
કીધો શરણ[72] માર્ગનો જુવો ઉપદેશ. ૪૨

શ્રીકૃષ્ણના[73] મનની જાણે વાત,
લીલાકુંજબિહારી[74] પરિપૂર્ણ ગાત. ૪૩

કથારસ[75] મગ્ન સદા છે ચિત્ત,
વિસર્યું[76] સૌ તે થકી બીજું વિત્ત. ૪૪

પ્રિય છે ઘણું[77] વ્રજને વ્રજનો[78] વાસ,
કરે પુષ્ટિ[79] લીલા એકાંત વિલાસ[80]. ૪૫

કરે ભક્તેચ્છા[81] પરિપૂર્ણ દાન,
નહી નિજ લીલાનું[82] કોઇને જ્ઞાન. ૪૬

૮૩
અતિ મોહિત જેનું શીલ ઘણું,
૮૪
નહી લોક વિષે આસકિત અણુ. ૪૭
૮૫
નિજ ભકત વિષે આસકિત છે એક,
૮૬
પ્રભુ પાવન કીધા પતિત અનેક. ૪૮
૮૭
જે કરે પોતાના ગુણનું ગાન,
તેના હૃદય કમળ રહેવાનું સ્થાન. ૪૯
૮૮
નિજ યશરૂપ અમૃત લહેરી;
તેથી ભીંજવી સર્વ રસ વાસના હરિ. ૫૦
૮૯
પ્રભુ પોતે સર્વ થકી છે પર,
ન કરે તુલ્યતા કોઇ અવર. ૫૧
૯૦
લીલારસ અમૃત તરંગ બહુ,
ભીંજવ્યા છે ભકત સરીર સહુ. ૫૨

રૂચિ આપે ગિરિગોવર્દ્ધન[૯૧] વાસ,
તે લીલામાં[૯૨] છે અતીશે ઉલ્લાસ. ૫૩
કરે યજ્ઞ[૯૩] ભોગ ને યજ્ઞ[૯૪] કર્મ,
આપે અર્થ કામ ને મોક્ષ ધર્મ[૯૫]. ૫૪
પ્રભુ સત્ય[૯૬] વચન છે *ત્રિગુણાતીત[૯૭],
નીતિ ચતુરાઇ[૯૮] છે અતિ અગણિત. ૫૫
કરવા પોતાની[૯૯] કીર્ત્તિ પ્રકાશ્ય,
કર્યું વ્યાસ સૂત્રનું[૧૦૦] નૂતન ભાષ્ય. ૫૬
અતિ તુચ્છ તૃણ જે માયાવાદ[૧૦૧],
કરી ભસ્માગ્નિ થાપ્યો બ્રહ્મવાદ[૧૦૨], ૫૭
અપ્રાકૃત ભુષણની અતિ કાંતિ,

*ત્રણ ગુણથી રહિત.

૧૦૪
હસતાં મુખ શોભે છે બહુ ભાંતિ ૫૮
૧૦૫
પ્રભુ તિન લોકના ભૂષણ સાર.
૧૦૬
પ્રગટ્યા ધરણીનું ભાગ્ય અપાર. ૫૯
૧૦૭
પ્રભુ સુંદરતા છે અતિ અનૂપ,
કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ. ૬૦
સૌ માગે છે પોતાના જન,
૧૦૮
ચરણાર્વિંદની રજ જે ધન. ૬૧
એ કહ્યાં એકસોને આઠે નામ,
શ્રીવલ્લભ આનંદનું છે ધામ. ૬૨

વલણ.

જે કોઇ શ્રદ્ધા કરી નિત્ય ગાયેરે,
તેનું મન પહેલું સ્થિર થાયેરે. ૬૩
અધરામૃતની સિદ્ધિ પામેરે,

તેમાં સંશયનું નહીં નામેરે. ૬૪
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે,
તેના ફળમાં મુક્તિ છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરવોરે,
શ્રીકૃષ્ણ રસ મન ભરવોરે. ૬૬
શ્રીવિઠ્ઠલ *ઉચરિત એ નામરે,
જે ગાય પુરે તેના કામરે. ૬૭
તેનો જન્મ સફળ કરી લેખેરે,
શ્રી વ્રજ ભૂષણજી સુખ દેખેરે. ૬૮

ઇતિ શ્રી સર્વોત્તમજીનું ધોળ સમાપ્ત.

---

*કહેલાં.

# શ્રીઅષ્ટાક્ષરમંત્રના દરેક અ-ક્ષરનો ભાવાર્થ.

१ २ ३ ४ ५ ६ ७ ८
**શ્રી કૃ ષ્ણ શ ર ણં મ મ**

૧ **શ્રી** ના ઉચ્ચારથી સર્વ સૌભાગ્યે પ્રાપ્ત થાય છે. લૌકિક અલૌકિક ધન પ્રાપ્ત થાય છે, અને સર્વ પ્રકારનું લૌકિક અલૌકિક સાધ્ય થાય છે,

૨ **કૃ** ના ઉચ્ચારથી પાપ માત્ર શોષાઈ જાય છે

૩ **ષ્ણ** ના ઉચ્ચારથી તાપ માત્ર નાશ પામે છે.

૪ **શ** ના ઉચ્ચારથી યોનિ દાહ પામે છે, જન્મનું મૂલજ શાંત થઈ જાય છે. અપુનરાવૃત્તિ સિદ્ધ થાય છે.

૫ **ર** નો ઉચ્ચાર અગ્નિ બીજ હોવાથી, અલૌકિક અગ્નિનો પ્રવેશ થવાથી, પરા ભગવદ્વિદ્યા ભગવત સ્વરૂપ જ્ઞાન થઈ જાય છે.

૬ **ણં** ના ઉચ્ચારથી પરમ નિર્વૃત્તિરૂપ પરમ સુખરૂપ

પરમાનંદરૂપ શ્રીકૃષ્ણમાં નિરંતર સુદૃઢ ભક્તિ સિદ્ધ થાય છે.

૭ **મ** ના ઉચ્ચારથી શ્રીકૃષ્ણરૂપ રત્નના જ્ઞાન કરનાર ઉપદેશ કરનાર ગુરૂ વિષે પ્રીતિ પ્રકટ થાય છે.

૮ **મ** ઉચ્ચારથી હરિમાં સાયુજ્ય જનાઈ જાય છે એ-ટલે સર્વથા પુનર્જન્મ થતો નથી.

આ પ્રમાણે શ્રી અષ્ટાક્ષર મહા મંત્રનો અર્થ અવગાહન કરી જપ કરે તો જ્ઞાન રહિત જીવોને પણ તારનાર શ્રી વિઠ્ઠલ પ્રભુમાં આશક્તિ થાય છે, ભક્તિ પ્રાપ્ત થાય છે વૈરાગ્ય સિદ્ધ થાય છે. ભક્તિ અને મુ-ક્તિ ઉભયે નિરંતર એના કરમાં રહે છે, અષ્ટાક્ષર મંત્રના અર્થ વિચારપુર્વક જપ કરનારના સર્વ રોગ શાંત થઈ જાય છે, સર્વ પાપ નિવૃત્ત થઇ જાય છે, તેના ઘરમાં સત્વર સ્થિર રિદ્ધિ સર્વદા નિવાસ કરે છે. આનંદ, પરમાનંદ હરિ પ્રિય શાયુજ્ય પ્રાપ્ત થાય છે, સર્વ જ્વરવિનાશક શ્રીકૃષ્ણ મંત્રનો જપ, ભૂત પ્રેત, પિશાચ, વ્યાઘ્ર, ચૌર આદિ સંકટમાં કરવામાં આવે તો તે સર્વ ભીતિ નિવૃત્ત થઇ જાય છે, સર્પને જો-

ઇને જેમ ઉદર શાંત થઇ જાય છે. તેમ શત્રુ શાંત થઇ જઇ મિત્ર થઇ જાય છે અષ્ટાક્ષર મહામંત્રના જપથી સર્વ કુ ક્રિયા, કુ ગ્રહ, સર્વ અરિષ્ટનો નાશ થઇ જાય છે એના હૃદયમાં **આનંદ મૂર્તિ** કૃષ્ણ નિરંતર નિવાસ કરે છે. દુઃખ નિવારણ, સદા સર્વદા સુખ પ્રાપ્ત થાય છે, નિરંતર એ મહામંત્રનો અહોરાત્ર જપ કરવો ગુરૂનાં ગુપ્ત રહસ્યાર્થનો સાક્ષાત્કાર કરાવનાર એ મહામંત્ર છે. એવા ભક્તનાં દર્શન માત્રથી મનુષ્ય લોક પવિત્ર થઇ જાય છે. સર્વ મંત્રમાં એ મહામંત્ર હોવાથી મંત્રરાજ કહેવાય છે, ઉત્તમોત્તમા મંત્ર કહેવાય છે, પરમ અનન્ય ભક્તે નિરંતર આ મંત્રનું સ્મરણ કરવું. સ્મરણથી નિરંતર રિદ્ધિ ગૃહમાં સિદ્ધિરૂપ થઇને રહે છે, ઉત્તમોત્તમ ભક્તે નિશ્ચય સમજવું કે એ મંત્રનું સુંદર તાત્પર્ય શ્રીકૃષ્ણજ છે. અને એ મંત્ર ભક્તનો પરમ હિતકારક છે. જેમ વેદ વાક્યમાં. પુરાણમાં, ભારતમાં, મહાવાક્ય હોય છે એજ પ્રમાણે શ્રીમદ્ વલ્લભાચાર્યના વચનોમાં અષ્ટાક્ષર

મહા વાક્ય છે **वेद् वाक्ये महावाक्यं पुराणे भारते तथा श्री मद्वल्लभवाक्यार्थ श्री कृष्णः शरणं मम.** । જેમ સર્વ ગ્રંથોનું તાત્પર્ય તે તે ગ્રંથોના મહાવાક્યમાં હોય છે તેમજ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સમસ્ત વાક્યોનું તાત્પર્ય અષ્ટાક્ષર મહામંત્રજ છે.



# જાહેર ખબર.

**ભક્તિ માર્ગનું રહસ્ય** ॥ શ્રીમદ્ ગે
રાજી તરફથી મુંબઇમાં અને બીજા સ્થાં
વિષે અપાયેલાં ઘણાંજ રસિક આખ્ય
રૂ. ૦-૫-૦ પાકું પુંઠું સોનેરી નામ સાથેન

**શ્રી કોટયર્ક તિર્થ અને ખડા**
કોટયર્કજીનું પ્રાગટય માહાત્મ્ય અને ખડ
ઉત્પપત્તિ પ્રકરણ તથા આ જ્ઞાતિની વરિ
જ્ઞાતિને લગતી સુધારાની ચર્ચા વગેરેનું
મત રૂ. ૧-૮-૦.

આ બન્ને પુસ્તકો માટે વિદ્વાનોના ઉત્તમ
ભિપ્રાય મળેલા છે.

**શ્રી-સર્વોત્તમ સ્તોત્ર** કિંમત રૂ. ૦-[illegible]

પ્રસિદ્ધ કર્તા—મુળજી નાથજી કોઠારી

**મળવાનું ઠેકાણું.**

મુળશંકર મગનલાલની કું૦. વિઠલવાડી. નં.
મુંબઇ.

ગુજરાતી પંચ પત્રની ઓફીસ. અમદાવાદ.

જમનાદાસ હીરાચંદ, ધુવાડ.
મોડાસા. એ. પી. રેલ્વે.